# લગ્નોત્સવ

દાંપત્યજીવનના પ્રારંભકાળની મંગળ ભાવનાઓ, આશાઓ
અને આકાંક્ષાઓનાં આઠ ચિત્રો.

ચિત્રકાર

**કનુ દેસાઈ**

શ્રી કાકાસાહેબ કાલેલકર અને
શ્રી ડોલરરાય માંકડની
પરિપૂર્તિઓ સાથે







# आशीर्वाद

દેશના સારા સારા કલાવિવેચકોની કલમદ્વારા પોતાની ચિત્રકળાની ખૂબીનાં વર્ણનો મેળવવા કનુભાઅી ભાગ્યશાળી થયા છે. અેટલે અેમની ચિત્રકળા વિષે મારા જેવો કેવળ કલાપ્રેમી વધારે તો શું લખે ? પણ વિદ્યાપીઠ સાથેના સંબંધને કારણે કનુભાઅીના વિકાસનાં સાતે પગથીઆં મેં જોયાં છે અને આ યુવાનની ચિત્રકળાના વિકાસ વિષે બાંધેલી આશાઓ બર આવેલી જોઅી સમાધાન અનુભવ્યું છે. અેટલે અે સમાધાન અહીં બે શબ્દોમાં વ્યક્ત કરવાનો જ કેવળ અીરાદો છે.

કનુભાઅીની કળા તરફ હું પ્રથમ આકર્ષાયો અેક વિચિત્ર રીતે. નાનપણમાં જંગલમાં રખડતાં ઝાડોનાં થડો તરફ અને અેમની ચિત્રવિચિત્ર આકૃતિઓથી વ્યક્ત થતી ભાવનાઓ તરફ મારું ધ્યાન જતું. અેક વખતે સાવંતવાડી તરફના અેક ઝાડના થડમાં પશ્ચાત્તાપદગ્ધ વિશ્વામિત્રનું મેં દર્શન કર્યું હતું. ત્યારથી ઝાડોનાં થડ મારાં વિશેષ દોસ્તો બન્યાં હતાં. અને જેમ બિલાડીનાં અનેક જાતનાં નખરાં મારા મગજમાં ઠસી ગયાં છે, તેમ ઝાડનાં થડની વેદનાઓ અને ચિંતાઓ, દઢતા અને કાતરતા, વિષાદ અને અુલ્લાસ મારા મગજમાં ઠસી ગયાં છે. કોઅી કુમારી પોતાના હૃદયનું રહસ્ય જેમ પોતા પાસે જ રાખે તેમ ઝાડનાં થડોની દુનિયાનો આ વિશેષ પરિચય મેં મારા હૃદયમાં જ સાચવી રાખ્યો હતો—આ આનંદના સમભાવી અલભ દુનિયામાં કોઅી હોઅી શકે અે આશા જ મેં સેવી ન હતી. પણ અેક વખતે અેક ચિત્રમાં મજાનાં થડો મારી નજર અુપર અથડાયાં અને મને થયું કે અેક સમાનધર્મી અહીં જાગ્યો છે. પછી સ્વભાવિક રીતે અે ચિત્રકાર કોણ છે તેની તપાસ કરી ત્યારે ખબર પડી કે અે તો આપણા વિદ્યાપીઠના કનુભાઅી જ છે. મનમાં વિચાર આવ્યો, કે પોતાને આવો અિન્સાફ આપનારને જોઅી મારી પેઠે અનેક ઝાડો પણ રાજી થયાં હશે.

ત્યારથી કનુભાઅીની કળાની કદર કરતો આવ્યો છું. જેમ હું જીવનનો રખડુ છું, તે જ પ્રમાણે રસોનો પણ ભ્રમર છું. અેક જ રસમાં રચ્યાપચ્યા રહેવું અે મારે માટે નથી. અનેક પ્રાન્તોમાં ફરવું, અનેક ક્ષેત્રોનો પરિચય પામવો, અેક જ વસ્તુ અનેક રીતે તપાસવી, અે જેમ મારો સ્વભાવ છે તેમ જ કનુભાઅીમાં પણ ચિત્રકળાનાં અનેક ક્ષેત્રો અેકસામટાં ખેડવાની વૃત્તિ જોઅી મને થયું કે આ પણ ઠીક રસિયા છે.

કનુભાઅીની ચિત્રકળામાં ગુજરાત પ્રગટ થાય છે. ગુજરાતની ખૂબીઓ બતાવવાનું મને કોઅી કહે તો હું કહીશ કે કનુભાઅીની ચિત્રકળામાં અે તમે જોશો. રવિભાઅી, કનુભાઅી, સોમાલાલ, પરીખ, જાદવ અિત્યાદિ મારા બધા ઓળખીતા ચિત્રકારોઅે મળીને ગુજરાતનું પ્રેમળ અને લલિત હૃદય અેવી આબાદ રીતે વ્યક્ત કર્યું છે કે અે બધાનાં ચિત્રો અેકત્ર કરીને સ્વરાજનાં સપનાં સેવતા આજના ગુજરાતનું મહાકાવ્ય વ્યક્ત કરી શકાય.

કુદરતનું ગમે તે ફૂલ લો. તે જેમ સુંદર હોવાનું જ, તેમ કનુભાઅીનાં બધાં ચિત્રોમાં સામંજસ્ય જડવાનું જ. અથવા અેમ કહી શકાય કે અેમની રેખાઓ નૃત્યકળાની બધી ખૂબીઓ શીખીને જ ગુજરાતના રસજીવનનું અુપસ્થાન કરવા અુપડી છે.

જેની ચિત્રકળામાં પ્રતિભા છે, તે અુપરાઅુપરી જો અનેક નમૂનાઓ રજૂ કરે તો રખેને અેમાં નવીનતાનો નાશ થાય અેવી મનમાં બીક પેસે છે. મને પણ અેકવાર લાગેલું કે કનુભાઅી ચિત્રકારનો ધંધો કરી પોતાની કળાને અેકધારી અને અલૂણી કરી મૂકશે. પણ વિદ્યાપીઠના દિવસોમાં પ્રાર્થનાની તૈયારી રૂપે જ્યારે કનુભાઅીઅે રોજ રોજ નવી નવી રંગોળીઓ ખેંચી બતાવી ત્યારે મનને વિશ્વાસ થયો કે અીશ્વરે આ નવયુવકને અખૂટ પ્રતિભા આપી છે. જો અેની કલાનિષ્ઠા કાયમ રહે તો જીવન જેટલી વિવિધતા અે આપણને હમેશાં આપતા જ રહેશે. રેખાના રાસમાં જેમ કનુભાઅી ફાવી ગયા છે તેમ જ રંગના સંમેલનમાં પણ તેમનો આત્મવિશ્વાસ તરી આવે છે. તેથી અે ગમે તે વિષય લે તોપણ અેની મિઠાશ ઓછી નથી થતી. દરેક દૃશ્યની અંદર જે કાવ્ય રહેલું હોય છે તે અચૂક પકડવાની શક્તિ અીશ્વરે અેમને આપી છે અેથી જ કનુભાઅીને બાકીની બધી વસ્તુઓ સિદ્ધ થઅી છે.

વિવેચન કરવાનો સંકલ્પ હતો જ નહિ. કનુભાઅી અુત્તરોત્તર ખીલતા જ રહે અેવો આશીર્વાદ આપીને સમાધાન માનું છું.

**दत्तात्रेय बालकृष्ण कालेलकर**



# प्रेमनी परिपूर्ति

**अे** **काकी न रमते।** એમ વેદોએ ન કહ્યું હોત તો યે ચાલત; કેમકે એ તો આખી દુનિયાનો—મનુષ્યસૃષ્ટિનો તેમ જ પ્રાણિસૃષ્ટિનો, વનસ્પતિસૃષ્ટિનો તેમ જ વિદ્યુત આદિ ભૌતિક શક્તિઓનો વિશ્વજનીન અનુભવ છે. આપણે વિધાતાની સૃષ્ટિનાં બાલકો છીએ; આપણો એવો અનુભવ થાય એમાં આશ્ચર્ય શું? પણ શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત અને પૂર્ણ એવા પરબ્રહ્મને પણ સ્ફુરણા થઈ કે—**एकोऽहं बहुस्याम।**—એક અને અનેક વચ્ચે ઝોલાં ખાવાં એ જ આ વિશ્વનો મોટામાં મોટો ડોલોત્સવ છે. નરી એકતા સહન થતી નથી. નરી અનેકતા ખાવા ધાય છે. એકમાંથી અનેક થવું અને અનેકો દ્વારા એકનો અનુભવ કરવો, એકનું સર્જન કરવું એનું જ નામ જીવનલીલા.

બે હતાં. ત્યાં પ્રેમ આવ્યો. પરિણામે બેનાં એક થયાં. એમ પ્રેમવિશ્વના ઇતિહાસકારે એક વાક્યમાં કહી દીધું. બે હતાં. પ્રેમના રસાયણને લીધે એક થઈ શક્યાં, એટલે જ બેનાં ત્રણ થયાં. એમ વિશ્વના ડાહ્યા સમાજશાસ્ત્રીએ ટાપશી પૂરી. મનુષ્યજીવનનો ઇતિહાસ અને એનું સમાજશાસ્ત્ર આ બે સૂત્રોમાં સમાએલાં છે; એથી વિરુદ્ધ જેટલા દુન્યવી ઇતિહાસ છે તે કેવળ મનુષ્યજીવનની વિકૃતિ છે.

દેહ ભિન્ન હોવા છતાં હૃદય એક થઈ શકે છે એ આ દુનિયાનો મોટામાં મોટો ચમત્કાર છે. બે વ્યક્તિઓ પ્રેમને કારણે એકબીજીને એટલી તો ચાહી શકે છે કે બન્નેનું હૃદય લગભગ એક થઈ જાય છે. એમાં યે કુદરતી રચના એવી છે કે પુરુષની વિભૂતિ અલગ અને સ્ત્રીની વિભૂતિ અલગ એ બન્ને જાણે એકબીજા-માટે જ સરજાએલાં છે, એકબીજાથી પરિપૂર્ણ થાય છે. બેના સાહચર્યથી, બેના સહકાર્યથી બન્ને કૃતાર્થ થાય છે અને સમાજનો હેતુ ચરિતાર્થ થાય છે, સ્ત્રી-પુરુષ વચ્ચેના અનેકવિધ સંબંધોમાં પતિ-પત્નીનો સંબંધ અનેરો છે અને એક રીતે સાર્વભૌમ છે. સ્ત્રી-પુરુષ વચ્ચે પિતા પુત્રી, માતા પુત્ર, ભાઈ બહેન, મિત્ર મિત્ર, ગુરુ શિષ્યા, ઇત્યાદિ અનેક પ્રકારના સંબંધ ખીલવવાની શક્તિ મનુષ્યજીવનમાં છે, અને આમાં પણ વિજાતીયતા પોષક નીવડી શકે છે. પણ મનુષ્યજાતિએ અત્યાર સુધી ખીલવેલો સ્ત્રી-પુરુષ વચ્ચેનો મુખ્ય સંબંધ તે પતિ પત્ની વચ્ચેનો છે. આ સંબંધ મનુષ્યજાતિએ ખીલવેલો છે એમ કહેવા કરતાં કુદરતે જ પોતાની અદમ્ય પ્રેરણાથી પ્રાણીમાત્ર ઉપર એ સંબંધ લાદ્યો છે. અને જે સ્થિતિ લગભગ અપરિહાર્ય છે તેને સુખમય, સૌન્દર્યમય અને કલ્યાણમય કરવાનો સતત પ્રયત્ન મનુષ્યસમાજે ચલાવેલો છે એમ સહેજ વિચાર કરતાં જણાશે. મનુષ્યસમાજની તમામ પ્રવૃત્તિ, મોટામાં મોટા પ્રયત્નો આ સંબંધને ઊંડો, તૃપ્તિકારક અને શુભપરિણામી બનાવવા માટે જ આદરવામાં આવ્યા છે.

એ સંબંધનો પ્રારંભ પ્રેમની પ્રેરણાથી, સમાજની સાક્ષીમાં, ફૂલના વિકાસ જેવો થઈ જાય અને એમાંથી સ્નેહના બલિદાનથી દિવ્ય જીવનજ્યોતિ પ્રગટ થાય એ એની સફળતા છે. એ વિધિને, એ મહોત્સવને આપણે વિવાહ અથવા લગ્ન કહીએ છીએ. પ્રણયમાંથી પરિણય પરિણમે, અથવા પરિણયમાંથી પ્રણયનો પ્રારંભ થાય, બન્ને શુભ જ છે.

લગ્નસંબંધ ત્યારે જ શુભ બને છે જ્યારે એ આદર્શને અનુસરીને અને સમાજની સાક્ષીમાં થાય. અગ્નિ, સૂર્ય, તારાઓ અને દીપજ્યોતિઃ વેદ, સમાજપુરુષો અને સગાંવ્હાલાંઓ બધાંને સાક્ષી રાખીને જ માણસ પરણી શકે છે. બે જણ પરણે એમાં ત્રીજાને શું? સમાજને શું લાગેવળગે? એમ કહેનારા મળી આવે છે. તેઓ વાસનાને ઓળખતા હશે, કુદરતને વફાદાર હશે, પણ લગ્નસંસ્થાને સમજી શકતા નથી. લગ્નસંસ્થા સામાજિક જીવનના પાયામાં છે જ. જ્યાં બે મળીને ત્રણ થાય છે ત્યાં સામાજિક જીવનનો ઉદય થાય જ છે. અને તેથી જ સમાજના આશીર્વાદ, સમાજની સંમતિ અને કાંઈ નહિ તો સમાજનો અવિરોધ લગ્નવિધિની પૂર્તિને અર્થે આવશ્યક છે જ.

સમાજશાસ્ત્રીઓ, ધર્મકારો, લોકગીતોના અજ્ઞાત કર્તાઓ, મહાકવિઓ, લેખકો અને ચિત્રકારો બધાએ જ પોતાની પ્રતિભા આ સંસ્થાને ઉદ્દીપિત કરવા પાછળ ખરચી છે. ભિન્નભિન્ન દેશોના અને ભિન્નભિન્ન કાળના વિવાહવિધિ જો એકત્ર કર્યા હોય અને એના રહસ્યનું અધ્યયન કર્યું હોય તો દેખાઈ આવશે કે દરેક વિધિ એ કદમાં નાનકડું પણ ભાવનામાં ઊંડું મહાકાવ્ય જ છે. એ બધાં મહાકાવ્યો ચિત્રિત કરવાનું જો તે તે દેશના ચિત્રકારો માથે લે તો પરિણામે એક વિશાળ ચિત્રશાળા આપણને વસાવવી પડે. આવા ચિત્રકારોનું જો ક્યાં યે મોટું સંમેલન થાય તો એમાં શ્રી કનુભાઈને અવશ્ય આમંત્રણ મળવાનું. આપણા ઋષિઓએ અને ધર્મકારોએ લગ્નવિધિ પાછળ જે કાવ્ય રેડ્યું છે તેનું તેમણે અધ્યયન કર્યું છે એમ ન કહેવાય. લગ્નવિધિની ઝીણીઝીણી સુરંગી ખૂબીઓ અને એમાંથી નીકળતી વિધવિધ અને આહ્‌લાદક સુવાસ વ્યક્ત કરવાનો પ્રયાસ એમણે કર્યો નથી. પણ આજના ગુજરાતના દાંપત્યજીવનના પ્રારંભમાં પતિપત્નીના હૃદયમાં જે મંગળ ભાવના ઊછળે છે, જે આશાઓ અને આકાંક્ષાઓ સેવાય છે, જે મનોરાજ્ય રચાય છે અને જે સંકલ્પો દઢાવાય છે તે બધા આબેહૂબ પકડીને પોતાની પ્રતિભામાં બોળીને સુભગ રૂપે એમને અહીં વ્યક્ત કર્યા છે.

લગ્ન દ્વારા જીવનકમળ અખંડ છે અને ખીલે છે, અને આદર્શની જ્યોતિની સન્નિધિથી જ વિવાહસંબંધ શુભ અને કલ્યાણકારી થાય છે. એ કનુભાઈની કલ્પના એમણે લગભગ દરેક ચિત્રમાં અનેક રીતે આપણાં મન ઉપર ઠસાવી છે.

પહેલું જ ચિત્ર 'સ્નેહમુદ્રા' લઈએ. આપણામાં અથવા પાશ્ચાત્ય લગ્નવિધિમાં એકબીજાનો હાથ ઝાલવાનો જે વિધિ હોય છે તેવો અહીં ન બતાવતાં હૃદયકમળ બન્નેએ મળીને હાથમાં લીધું છે. બન્ને પ્રેમથી એટલાં બધાં પાસે આવી ગયાં છે કે એક જ કમળ બન્નેના હૃદયને પૂર્ણપણે વ્યક્ત કરે છે. અનંત આકાશના પ્રતીક તરીકે માથે ચંદરવો તાણેલો છે અને એ આકાશ સુધી આપણી પ્રેમજ્યોત પહોંચાડીશું એ સંકલ્પથી એક યુવક અને એક યુવતી પાસે આવ્યાં છે. યુવકે પોતાનાં પરાક્રમનું અભિમાન અહીં છોડ્યું છે અને યુવતીએ લજ્જાનો કવચ ઉતારી દીધો છે. પ્રેમ આગળ યુવક નમ્ર બન્યો છે, યુવતી નિર્ભય બની છે, અને આવાં એ બન્ને એક સ્નેહમુદ્રામાં સમાઈ જાય છે. આવા સંબંધને દરેક હૃદય, વગર માગ્યે, આશીર્વાદ આપવાનું જ.

દાંપત્યજીવનનાં દિવા-સ્વપ્નો—આ ચિત્રમાં યુવતી તો હવે તદ્દન જુદી જ બની ગઈ છે. એકબીજાએ એકબીજાને હૃદયનું અર્પણ તો કર્યું, સ્નેહમુદ્રાએ પોતાની માન્યતા તો અંકિત કરી, પણ સમાજની સાક્ષીમાં એ સંબંધ હજી નોંધાયો નથી. હૃદયથી તો યુવતી પત્ની બની ગઈ છે, છતાં સમાજ આગળ એ કુમારી જ છે. આવા સંધિકાળમાં કલ્પનાનું રોમાંચક સામ્રાજ્ય વૈભવની ટોચે પહોંચે છે. ભાવનાઓ અને આકાંક્ષાઓ પક્ષીની પેઠે આકાશમાં એવાં તો ઉડ્ડયનો લે છે કે સામાજિક આદર્શના શિખરથી યે ઊંચાં પહોંચી જઈશું એવો એને આત્મવિશ્વાસ હોય છે. દુનિયા કઠોર છે, દુનિયાનો અનુભવ વિષમ હોય છે, મોટાંમોટાં વ્રતો પણ કાળે કરીને વિપર્ણ થઈ જાય છે, પણ તેથી શું? એ તો દુનિયા છે. અમારો પ્રેમ દુનિયાને જીતીને દુનિયાને વટાવી દેશે અને મનુષ્યસમાજે નહિ કલ્પેલા એવા ઉચ્ચ આદર્શોનો ગગનવિહાર કરશે એવાંએવાં શુભ મનોરાજ્યો એ જ જીવનનો સર્વોચ્ચ રસ છે.

અધીરાઈથી જે ઘડીની રાહ જોતાં હતાં તે ઘડી અંતે આવી ગઈ. જનસમાજે એ દંપતીને પાસે પાસે બેસાડ્યાં. આદર્શની પંચવિધ દીપજ્યોતિએ પોતાનો પ્રકાશ પૂર જોસમાં ફેલાવ્યો, આશીર્વાદનાં પુષ્પો પતિપત્નીને મળી ગયાં. એક સૂત્રથી બન્ને બંધાયાં. હવે એ સંબંધ દઢ થયો, શુભ થયો. એ હવે અવિચ્છિન્ન રહેશે અને સમાજને આશીર્વાદરૂપ નીવડશે. પ્રેમ સ્વભાવસુભગ છે, શુભ છે, પણ આદર્શદીપ તો એથી યે ઊંચો છે. એ દીપના પ્રકાશમાં જીવન કૃતાર્થ કરીશું એવો સંકલ્પ કુંકુમ અને અક્ષત માથે ચડાવીને પતિપત્ની કરે છે અને સમાજ તેથી પ્રસન્ન થાય છે.

મૈત્રી તો બંધાઈ. સમાજના આશીર્વાદ મળ્યા. પણ જે વિધિથી હજારો વર્ષ થયાં આપણા પૂર્વજો પરણતા આવ્યા તે જ વિધિ પ્રમાણે અગ્નિ, પૂર્ણ કુંભ, સ્વસ્તિક અને શંખને સાક્ષી રાખીને પરણીએ ત્યારે જ અનંત પેઢીઓના જીવનપ્રવાહ સાથે આપણો સંબંધ જોડાય. લગ્ન એટલે ભૂતકાલ સાથેનું સંગઠન, વર્તમાનકાલનું સંવર્ધન અને ભવિષ્યકાલનું સર્જન છે. વેદકાળથી ચાલતા આવેલા વિધિથી જ એ તૃપ્તિકર થઈ શકે છે. આજે બન્ને એકબીજાનાં ઉત્તરીયોનો છેડો બાંધી લે છે. આજે એ જ સ્નેહગ્રંથી છે. હૃદયની શુભ ભાવના કહે છે, કે આ ગ્રંથી કેવળ વિધિમાત્ર છે. વિધાતા યથાકાળે એ સ્નેહગ્રંથીનું કાયમનું પ્રતીક જીવતું, જાગતું, કાલું કાલું બોલતું, અને ઝપાટાભેર વધતું એવું એકબીજાના ખોળામાં મૂકશે. પતિપત્ની અહીં સપ્તપદી માટે તૈયાર થયાં છે. માણસને—પ્રમાદી અને ઉતાવળા માણસને, ધર્મ કહે છે: સાત વાર વિચાર કરો, સાત પગલાં ભરતાં સુધી વિચાર કરો. જે નિશ્ચયને વળગી જીવનયાત્રાનાં સાત પગલાં ભર્યાં તે સંકલ્પ આજીવન નભાવો, શોભાવો અને કૃતાર્થ થાઓ. સપ્તપદી એ સહજીવનનો સંપૂર્ણ સંકલ્પ છે. ગ્રંથીયુક્ત યાત્રામાં એ સરસ રીતે વ્યક્ત થાય છે.

હવે બન્ને એકબીજાનો વિચાર નથી કરતાં. ઓતપ્રોત થઈ એક થયા પછી એકબીજાનો વિચાર તે શો કરવો? હવે તો એકલાં એકલાં જે જ્યોતિ પ્રગટાવી શક્યાં ન હતાં તે એકત્ર થવાથી એમના હાથમાં આવી ગઈ છે. એ જ્યોતિનો મંગળ પ્રકાશ આખા વિશ્વને અર્પણ કરવો અને પોતાનું જીવન આખા વિશ્વ માટે કલ્યાણકારી બનાવવું એ જ હવે જીવનકાર્ય થાય છે. જીવન સંપૂર્ણ છે, વિશ્વસેવામાં જીવન અર્પણ કરવું તેમાં જ આનંદની પરિસીમા છે. એ સંદેશો જાતજાતનાં વર્તુળ આપણને અનેક રીતે સમજાવે છે. અને એ સંદેશો સાંભળીને જ દંપતી કહે છે:

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात पूर्णमुदुच्यते। पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते॥**

આ વિશ્વ પૂર્ણ છે. અમારું વૈવાહિક જીવન પણ પૂર્ણ છે. એ પૂર્ણમાંથી જ—વિશ્વની પૂર્ણતામાંથી આ અમારું પૂર્ણ સહજીવન બનાવવામાં આવ્યું, ઊપર ઊંચકવામાં આવ્યું, છતાં એ કારણે વિશ્વજીવનના પૂર્ણત્વમાં કશી ઊણપ નથી આવી. અમારું વૈવાહિક જીવન સ્વાર્થી અને સંકુચિત થાય ત્યારે જ વિશ્વજીવનને ખોટ જણાય ને? પરણીને અમે થોડા જ સમાજથી નોખાં પડવાનાં હતાં? અળગાં થવાનાં હતાં? અમારા સહજીવનથી વિશ્વજીવનની સમૃદ્ધિ જ થવાની.

વિવાહ એટલે શિવ-શક્તિનો સંયોગ. જીવનની પ્રેરણાને પુરાણકારોએ શક્તિ તરીકે ઓળખાવી છે. જીવનના સંકલ્પને શિવ તરીકે વર્ણવ્યો છે. નર અને નારી જ્યાં સુધી એકાકી છે ત્યાં સુધી તેઓ અપૂર્ણ છે. પોતાના જીવનમાં બન્ને તત્ત્વોને એ ઓતપ્રોત કરશે ત્યારે તેઓ સંપૂર્ણ થશે. અપૂર્ણ વાણીમાં અને અપૂર્ણ કલ્પનામાં એ ઓતપ્રોતપણું વ્યક્ત કરવું અશક્ય છે પણ બન્ને મળીને જ એક મૂર્તિ થાય છે. તે વ્યક્ત કરવા માટે કવિઓએ અને ચિત્રકારોએ શિવ-શક્તિ-સંયોગ રૂપી અર્ધનારીનટેશ્વરની કલ્પના કરવાનો પ્રયાસ કર્યો છે. એ શિવશક્તિસંયોગ રૂપી મહામંગલમયી દેવતાની ઉપાસના એ જ વૈવાહિક જીવનનું સામ્રાજ્ય છે. શિવ-શક્તિ રૂપી પરમેશ્વરનો વરદ હસ્ત એ જીવનને અભયદાન આપે છે.

હવે આ નિર્ભય યુગલ જીવનયાત્રાનાં અનંત પગથિયાં ચઢવાને તૈયાર છે. જ્યાં એકબીજાનો આધાર છે. એકબીજાને એકબીજાથી પ્રેરણા મળે છે. ત્યાં ગમે તેવો પવન વાય તો યે પગ આડાઅવળો પડવાનો નથી. ઊંચે ને ઊંચે એ ચઢતાં જ જવાનાં અને પોતાની પાછળ સુવાસિત પુષ્પો મૂકતાં જ જવાનાં. 'ઉન્નતિપથ'માં આ બધી ભાવના સમાએલી છે. અહીં દંપતી આદર્શની દિશાએ આગળ ધસતાં જાય છે. આપણે પાછળથી એમનાં શુભ કાર્યો જોતા જઈએ છીએ અને પ્રસન્ન થઈ એનું કૌતુક કરીએ છીએ.

દરેક વિવાહ આવી જ બધી ભાવનાઓ સેવો અને દરેક દંપતીને વિવાહના પ્રારંભમાં, વિવાહના સુદીર્ઘ મધ્યમાં, અને વિવાહની અંતિમ પૂર્ણતામાં એ કલ્યાણની પ્રાપ્તિ થાઓ એ જ આશીર્વાદ.

**दत्तात्रेय बालकृष्ण कालेलकर**







# सप्तपदी

વૈવાહિક જીવનના આદર્શો સપ્તપદીમાં સંપૂર્ણ વ્યક્ત થાય છે. જીવનનો આદર્શ ઊંચો અને ઊંચો બનાવવાની મહેનત કરનાર લોકોએ સપ્તપદીના મંત્રમાંથી અનેક સારાસારા અર્થ કાઢ્યા છે તે બધા સાચા છે, સ્વીકારવા જેવા છે. પણ તે બધાનો આધાર એ મંત્રોના સીધા શબ્દાર્થ ઉપર રચાએલો છે:

૧ 'ૐ એક ઇશ એકપદી ભવ. સા. માં અનુવ્રતા ભવ.' વૈવાહિક જીવન ચલાવવા માટે પતિ-પત્ની બન્નેમાં ઉત્સાહ જોઈએ છે. એકબીજાને પ્રેરણા આપતું ચૈતન્ય જોઈએ છે. સગાંવહાલાં, ઇષ્ટ મિત્ર, અતિથિ-અભ્યાગત, વૃદ્ધો અને બાળકો, નોકરચાકર અને બીજાં આશ્રિતો બધાંનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર છે. માટે ઘરની સમૃદ્ધિ સદા વધારવા માટે પતિ-પત્નીએ હમેશ તૈયાર રહેવું જોઈએ. એમાં પણ કમાણી કરવાની જવાબદારી પતિની છે, એટલે સુખદુઃખમાં પોતાનો ઉત્સાહ ટકાવવા માટે એ પોતાની પત્ની પાસેથી સહાયતા માગે છે. પુરુષાર્થ કરવાની જવાબદારી મારી છે પણ તારી સહાયતા હમેશ જોઈએ છે. જીવનયાત્રામાં કાંટા આવશે, કષ્ટો આવશે, માટે હું આગળ ચાલીશ, તું મારી પાછળ પાછળ આવજે. હું જે વ્રતો પાળીશ તે તું પણ પાળજે. આપણો આદર્શ એક રહેશે. તેથી જ આપણું જીવન એક રૂપ થશે. એમ કહી પતિ સર્વવ્યાપી પરમાત્માને પ્રાર્થના કરે છે કે તે પતિ-પત્ની બન્નેને દોરે.

'ઇશ' એટલે પ્રેરણા. એને જોરે જ ઘરસંસારનું ગાડું ચાલવાનું.

૨ ૐ ઊર્જે દ્વિપદી ભવ.' ઊર્જ એટલે શક્તિ, શારીરિક સામર્થ્ય. વિવાહસંબંધથી શારીરિક તેમ જ બીજી શક્તિઓ વધવી જોઈએ. મોટા કુટુંબનો ભાર ઉપાડવા માટે બન્નેમાં સર્વ પ્રકારની તાકાત આવશ્યક છે. ગૃહસ્થાશ્રમમાં પરસ્પર આકર્ષણ સાથે એકબીજાની શક્તિ વધારવાની પ્રવૃત્તિ પણ હોવી જોઈએ.

૩ 'ૐ રાયસ્પોષાય ત્રિપદી ભવ.' વિવાહનો ત્રીજો આદર્શ તે ધનધાન્યની સમૃદ્ધિ. ગૃહસ્થાશ્રમ ઉપર બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યાસ ત્રણ આશ્રમ અવલંબે છે, એટલા માટે દરેક ગૃહસ્થીએ ધનધાન્યની સમૃદ્ધિ માટે પ્રયત્ન કરવો જ જોઈએ. જેમ ધનધાન્યની આવશ્યકતા છે તે જ પ્રમાણે જ્ઞાન, કૌશલ્ય અને દરેક જાતના શુભ સંસ્કારોની આવશ્યકતા પણ છે, એ બધા માટે કુટુંબીઓએ હમેશાં પ્રયત્નવાન રહેવું જોઈએ.

૪ 'ૐ મયોભવ્યાય ચતુષ્પદી ભવ.' જે લોકો માને છે કે વિવાહ એ કેવળ અન્યોન્ય સુખ માટે જ છે તેમણે જાણવું જોઈએ કે પરસ્પર પ્રેમની ઊંડી લાગણી, બધી જાતનું સામર્થ્ય, તેમજ ધનધાન્ય અને જ્ઞાન-કૌશલ્યની પ્રાપ્તિ એટલું મેળવ્યા પછી જ અને આ ત્રણે વસ્તુની જોગવાઈ અને વૃદ્ધિ કર્યા પછી જ માણસ સુખની કામના કરી શકે અને તેને યોગ્ય પણ થઈ શકે છે. વિવાહના સાત ઉદ્દેશમાં સુખસમાધાનને મધ્યસ્થાને મૂક્યું છે.

જેમ ત્રિવિધ તૈયારી કર્યા પછી જ સુખ ભોગવવા માટે માણસ તૈયાર થઈ શકે છે, તેમ એ સુખમાંથી ત્રણ જાતનાં ઇષ્ટ પરિણામ નીકળવાં જોઈએ.

૫ 'ૐ પ્રજાભ્યઃ પંચપદી ભવ.' પ્રજા એટલે સંતાન અને સમાજ. એમના હિતને માટે ગૃહસ્થાશ્રમ હોવો જોઈએ. વિવાહનાં સંતાન સંસ્કારી હોય, કેળવાએલાં હોય, તો જ માબાપોને ઇહલોકમાં અને પરલોકમાં, કૌટુંબિક જીવનમાં તેમજ

સનાતન સામાજિક જીવનમાં સ્થિરતા પ્રાપ્ત થઈ શકે. ઉપનિષદમાં કહ્યું છે કે જે સંતાન સરસ કેળવાએલાં હોય તે જ માબાપોને અને બીજા પિતરોને ઉત્તમ લોક મેળવી આપે છે. એમને સદ્ગતિ અર્પે છે. पुत्रं अनुशिष्टं लोक्यं आहुः ।

આના પછીનો આદર્શ વૈવાહિક જીવન માટે અત્યંત આવશ્યક છે. એ આદર્શ સચવાય તો જ લગ્નજીવનની સફળતા સધાય અને એની સુવાસ આખર સુધી ટકે.

૬ 'ૐ ઋતુભ્યઃ ષટ્પદી ભવ.' વર્ષમાં જેમ એક પછી એક એવી છ ઋતુઓ આવે છે અને આખી સૃષ્ટિ એ ઋતુ પરત્વે પોતાના જીવનમાં ફેરફાર કરે છે, તેમ જ પતિપત્નીએ પણ જીવનની ઋતુઓ જેમજેમ ફરે તેમતેમ એકબીજાને અનુકૂળ થવું જોઈએ. વેપારવહેવારમાં મૂળ કરારને જ વળગી રહેવાની વાત હોય છે. જ્યારે આમાં એકબીજાને અનુકૂળ થવાની વાત છે. બાળપણના રમતિયાળપણામાં એકબીજા સાથે જેમ બન્ને મળી જાય છે તેમ જ પ્રૌઢ થતાં વેંત એકબીજાની પ્રૌઢ રસિકતાને અનુકૂળ થઈ જાય છે. આના પછી જીવન સમૃદ્ધ થતાંથતાં એકમાં આર્ય ગંભીરતા આવવા લાગી કે તરત બીજાએ પણ એને અનુકૂળ પ્રસન્ન ગંભીરતા કેળવવી જોઈએ. સંકટ વખતે જે ધીરજ આપે, દુઃખ વખતે જે સાંત્વન આપે, પરાક્રમ કરવાના પ્રસંગ આવે ત્યારે જે પ્રોત્સાહન આપે, વિજયમાં મુદિતા વ્યક્ત કરે, અને ધર્માચરણમાં પૂર્ણ રીતે સાથ દે તે જ સહધર્મચારિણી છે. અને જ્યારે જીવન પરિપક્વ થતાં એક વિરક્તિ અનુભવે ત્યારે રામકૃષ્ણ પરમહંસને એમનાં પત્ની શારદામાતા અનુકૂળ થયાં તેમ મોક્ષમાર્ગે પણ પત્ની સાધનાસહચરી થાય તો એ વિવાહનો પરિપૂર્ણ ઉત્કર્ષ થયો ગણાય.

૭ 'ૐ સખા સપ્તપદી ભવ.' આખા જીવનમાં જેને અનુસરણ જ કરવાનું છે, તે અનુયાયી કે ગુલામ તરીકે ગણાઈ જવાની બીક રહે છે. તે દૂર કરવા માટે વિવાહનો સર્વશ્રેષ્ઠ અને ચરમ ઉદ્દેશ પરસ્પર સમાનતાવાળા સખ્યનો છે, એ આમાં સિદ્ધ કર્યું છે. સખ્ય અથવા સમાનતા એ કોઈનો અધિકાર નથી. જ્યાં ઐક્ય છે ત્યાં સમાનતાની જિદ્દ હોઈ જ ન શકે. સખ્યના મૂળમાં પરસ્પર આદર અને ભક્તિ હોવાં જોઈએ. પતિએ પત્ની સામે સ્વામિભાવ ન કેળવતાં, વ્યવહારમાં મુરબ્બીપણું એની પાસે આવેલું હોય તો યે ભક્તની વૃત્તિ જ ધારણ કરવી જોઈએ. આમ પરસ્પર એકબીજાના ઉપાસક થવાથી જીવનમાં અપરિમેય આનંદ તો પ્રાપ્ત થાય જ છે, પણ અખંડ સહવાસ હોવા છતાં કોઈ પણ વખતે એ સંબંધમાં વાસીપણું આવતું નથી. થાક કે કંટાળો ચડતો નથી. ઉષા રોજ રોજ આવતાં છતાં જેમ પોતાની પ્રસન્નતા જાળવે છે તેમ વિવાહમાં પણ નવાંનવાં આકર્ષણો અને નવુંનવું સમાધાન અખંડ મળ્યા જ કરે છે. આવી નિત્યનૂતનતા, પ્રસન્નતા અને જીવતી શાંતિ જે સંબંધમાંથી પ્રાપ્ત થાય છે તે સંબંધ જ સાચો વિવાહ છે. એમાંથી જ બધી જાતનાં કલ્યાણ સરે છે. વિવાહસંબંધ આદિ, મધ્ય અને પરિણતિ ત્રણે સ્થિતિમાં સુખમય, શાંતિમય અને કલ્યાણમય કરી શકાય છે.

આવો આદર્શ સેવનારી પત્ની સેવા દ્વારા, નમ્રતા અને પ્રસન્નતા દ્વારા કેવળ પતિને જ નહિ પણ સાસુસસરાની, નણંદ ભોજાઈની, બધાંની માનીતી સામ્રાજ્ઞી થઈ જાય છે અને એના વાતાવરણને લીધે મનુષ્ય અને દેવ બધા જ સંતુષ્ટ થાય છે.

दत्तात्रेय बालकृष्ण कालेलकर





# લગ્નવિધિનું નવસંસ્કરણ

સંવાદી અને મધુર ગૃહસ્થજીવન ગાળવા માટે લગ્નની સફળતા જરૂરી છે. જે લગ્ન ઉપર જીવનની એકેએક વાત અવલમ્બી રહે છે તે લગ્ન પોતે જ જીવનરૂપ છે; જીવનસાતત્યની દૃષ્ટિએ જેટલો લય ચોક્કસ છે તેટલી જ ઉત્પત્તિ ચોક્કસ છે. જીવનના ગંભીરતમ અને ધન્યતમ આ પ્રસંગને આપણા પ્રાચીનોએ પવિત્ર અને સુભગ ભાવનાઓ સાથે સાંકળ્યો છે. આપણા લગ્નવિધિનાં તત્ત્વોને તપાસતાં એટલું તો જરૂર સ્પષ્ટ થાય છે કે આપણી લગ્નભાવના વ્યવહારુ તેમજ ઉચ્ચ આદર્શયુક્ત હતી. લગ્નનો એક હેતુ પ્રજોત્પત્તિ છે એમ સમજીને આપણા પ્રાચીન સમાજે એની વ્યવહારુ જરૂરિયાત સ્વીકારી હતી, તો એનો મુખ્ય હેતુ વરકન્યાનું માનસિક ઐક્ય તેમજ સખ્ય છે એમ પણ તેણે કબૂલ્યું હતું. લગ્ન તો એક જાતનો કરાર તો છે જ, પણ એ કરારની વૃત્તિને તદ્દન ગૌણ બનાવીને નૈતિક અને આધ્યાત્મિક સંવાદ ઉપર જ મુખ્ય ભાર મૂકીને આપણા લગ્નવિધિએ લગ્નનું પાવિત્ર્ય જાળવી રાખ્યું છે. આ સુભગ ભાવનાને અને આ પાવિત્ર્યને સમજીને આજે પણ આપણે આપણા લગ્નજીવનના આદર્શો સેવી શકીએ એવી દૃષ્ટિથી હું લગ્નવિધિનું આ નવસંસ્કરણ અહીં સૂચવું છું.

જૂનામાં જૂનાં ગૃહ્યસૂત્રથી માંડીને આજના સામાન્ય ચાલુ લગ્નવિધિના સ્વરૂપને તપાસનારને તરત જ સમજાશે કે જુદે જુદે વખતે બોલવાના મંત્રોમાં પણ મતભેદ રહ્યા છે, તો પછી કરવાના વિધિની ગૌણ વિગતો દેશકાળ મુજબ ફર્યા કરે તે તો સ્વાભાવિક જ છે. અશ્વલાયન આ રિવાજોને 'ઉચ્ચાવચાઃ' કહીને દેશદેશ મુજબ જુદા ગણે છે. આથી આજે આપણે લગ્નવિધિની પુનર્વિચારણા કરીએ તેમાં અશાસ્ત્રીય કે અનાર્ય કશું જ નથી.

આવા વિચારથી પ્રેરાઈને મેં આજના જમાનાને, મારા મત મુજબ, અનુકૂળ થઈ પડે તેવો, આપણી ભાવના તથા પાવિત્ર્યને બને તેટલાં જાળવી રાખે તેવો અને આજના કાયદાની દૃષ્ટિએ યોગ્ય ગણાય તેવો લગ્નવિધિ આ સાથે જોડ્યો છે. તેમાં નીચેનો ક્રમ છે: પાણિગ્રહણ, લાજાહોમ, પ્રદક્ષિણીકરણ, સપ્તપદી, સાક્ષ્ય અને ગૃહપ્રસ્થાન. આ બધાં તત્ત્વો આપણા પ્રચલિત લગ્નવિધિમાં હાજર હોય છે. આ દરેક પ્રસંગે બોલવાના મંત્રો બને ત્યાં સુધી મેં તેના તે જ રાખ્યા છે, પણ આ વિધિ હિન્દુમાત્રને–બધી કોમોને–સ્વીકાર્ય થાય એવા હેતુથી તેમાંથી વિશિષ્ટ વૈદિક દેવતાને અનુલક્ષતા ભાગો કાઢી નાખ્યા છે. 'પાણિગ્રહણ'માં 'મમ ચિત્તં૦'વાળો શ્લોક માનવગૃહ્યસૂત્રમાં જ મળે છે, બીજામાં નહિ. 'ગૃભ્ણામિ૦'વાળા સર્વસ્વીકૃત મંત્રમાંથી છેલ્લાં બે ચરણો તથા તેના પછી બોલાતા મંત્રો મેં તજી દીધા છે તેનું કારણ એ મૂળ મંત્રો વાંચતાં જ સ્પષ્ટ થશે. સાક્ષ્ય વખતે બોલવાનું મેં પૂરું પાડ્યું છે. ગૃહપ્રસ્થાન સમયે આચાર્યના મોંમાં મૂકેલો શ્લોક એ સ્થળે અનુકૂળ છે એમ સમજીને મેં એને ત્યાં મૂક્યો છે. આમ, બને ત્યાં સુધી મૂળ ગૃહ્યસૂત્રોને વફાદાર રહીને, આજે અસ્વીકાર્ય બને તેવાં તત્ત્વોને તેમાંથી ગાળી નાખીને આ લગ્નવિધિ હું વાંચનાર સમક્ષ મૂકું છું.

અહીં નિરૂપેલી લગ્નભાવનાને સરૂપ કરતાં કેટલાંક ચિત્રો આપણા ઉત્તમ ચિત્રકાર રા. કનુ દેસાઈએ અહીં રજૂ કર્યાં છે. તેની સાથે આ લગ્નવિધિને જોડવાની ઉદારતા બતાવવા માટે હું તેમનો ઋણી છું.

**ડોલરરાય રંગીલદાસ માંકડ**

## લગ્નવિધિ

કન્યાદાતાએ પોતાને ત્યાં સાદો અને સુન્દર મણ્ડપ કરવો અને વર પરણવા આવે ત્યારે વરપક્ષનો યોગ્ય આદરસત્કાર કરીને તેના પક્ષવાળાંને મણ્ડપમાં બેસાડવાં. પછી મણ્ડપમાં વચમાં કે એક અનુકૂળ ખૂણામાં વર, કન્યા, કન્યાદાતા, કન્યાદાત્રી તથા આચાર્ય એટલાં યોગ્ય આસન ઉપર બેસે. તેમની વચમાં, બને તો વેદી ઉપર, નહિતર કુણ્ડમાં, નિર્ધૂમ અગ્નિ અને તે ન બને તો દીવાની જ્યોત રાખવી. પછી આચાર્યે ઊભા થઈને નીચેનું બોલવું: 'હે શ્રોતાઓ, સાંભળો.

આજે અમુકના પુત્ર અમુક નામના વરનું લગ્ન અમુકની પુત્રી અમુક નામની કન્યા સાથે અગ્નિની અને તમારી સાક્ષીએ થશે, તો એ વિધિને તમે બધા એકચિત્તે અવલોકજો.'

**પાણિગ્રહણ:** પછી મુહૂર્ત પ્રમાણે સમય થયે કન્યાદાતાએ નીચેનું બોલીને કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં, બંનેના હાથ ચત્તા રહે તેમ, મૂકવો.

કન્યાદાતા: આજે અમુક ગામમાં, અમુક વર્ષે, અમુક માસે, અમુક તિથિએ, અમુક વારે, અમુક સમયે, અમુકનો પૌત્ર, અમુકનો પુત્ર, અમુક ગોત્રવાળો, અમુક અવટંકવાળો અને અમુક નામનો હું, અમુકના પૌત્ર, અમુકના પુત્ર, અમુક ગોત્રવાળા, અમુક અવટંકવાળા અને અમુક નામના હે વર, અમુકની પૌત્રી, અમુકની પુત્રી, અમુક ગોત્રવાળી, અમુક અવટંકવાળી, તમારા બંનેની સંમતિથી જેનું વરણ થઈ ગયું છે તેવી અમુક નામની કન્યા તને આપું છું.

ત્યારે કન્યાદાત્રીએ પણ 'હું પણ આપું છું' એમ કહેવું.

પછી વરે પોતાના જમણા હાથમાં કન્યાનો જમણો હાથ લેતાં 'હું સ્વીકારું છું' એમ કહી નીચેનું બોલવું:

| | |
|---|---|
| मम व्रते ते हृदयं दधातु | મુજ વ્રતો તું હૃદયે સમાવજે, |
| मम चित्तमनुचित्तं तेऽस्तु । | મુજ ચિત્ત તુજ ચિત્તને સમાવે. |
| मम वाचमेकमना जुषस्व | મુજ વાચને એક મને તું લેજે, |
| प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ | પ્રજાપતિ મુજમાં તુંને નિયોજે. |
| गृभ्णामि ते सौभगत्वाय हस्तं । | ગ્રહું છું સૌભાગ્યમાટ હસ્તને |
| मया पत्या जरदष्टिर्यथासः ॥ | હું પતિ સહે તું દીર્ઘાયુ થાજે. |

ત્યાર પછી વળી વરે નીચેનું બોલવું:

| | |
|---|---|
| कोऽदात् ? कस्मादात् ? | કોણે આપી ? કોને આપી ? |
| कामोऽदात्, कामायादात् ? | કામે આપી. કામને આપી. |
| कामो दाता कामः प्रतिग्रहीता | કામ દાતા, કામ પ્રતિગ્રહિતા. |
| कामैतत्ते. | કામનું જ આ છે. |

પછી વરે કન્યાને નીચે મુજબ કહેવું:

| | |
|---|---|
| अमोऽहमस्मि सा त्वम् | આ હું છું, તે તું. |
| सा त्वमसि अमोऽहम् । | તે તું છો, આ હું. |
| द्यौरहं पृथिवी त्वम् ॥ | દ્યો હું છું, પૃથિવી તું. |
| तावेव विवहावहै | તેવાં આપણે બે પરણીએ. |
| ते सन्तु जरदष्टयः | દીર્ઘાયુ તારી સંતતિ થાય. |
| संप्रियौ रोचिष्णू समनस्यमानौ | એકમેકને પ્રિય, પ્રકાશતાં |
| | સમાનમનવાળાં આપણે બે |
| पश्येम शरदः शतम् | સો વર્ષ સુધી જોઈએ, |
| शृणुयाम शरदः शतम् । | સો વર્ષ સુધી સાંભળીએ. |
| जीवेम शरदः शतम् । | સો વર્ષ સુધી જીવીએ. |

**લાજાહોમ:** પછી વરકન્યાએ પોતાનાં આસને બેઠાં રહીને જ હાથમાં અક્ષત–પુષ્પ રાખવાં. પછી કન્યાએ નીચેનું બોલવું:

| | |
|---|---|
| इयं नार्युपब्रूते लाजानावपन्तिका । | બોલે છે નારી આવું આ ચોખાઓ છાંટતી અહીં, |
| आयुष्मानस्तु मे पतिरेधन्तां ज्ञातयो मम ॥ स्वाहा | આયુષ્યમાન્ બને મારો પતિ, બંધુ બધાં રીઝે સ્વાહા. |
| इमान् लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव । | ઓરું છું અગ્નિમાં લાજને . સમૃદ્ધિકાજે તાહરી, |
| मम तुभ्यं च संवदनं तदग्निरनुमन्यतामियं ॥ स्वाहा | મારો સંવાદ તારાથી થજો, અગ્નિ સ્વીકારજો. સ્વાહા. |

આ દરેક મંત્ર કન્યા બોલી રહે એટલે બંનેએ 'સ્વાહા' કહીને અગ્નિ કે દીવીની જ્યોત ઉપર અક્ષતપુષ્પ છાંટવાં.

**પ્રદક્ષિણીકરણ (ફેરા):** પછી વરકન્યાએ ઊભાં થઇ હાથમાં હાથ રાખી અગ્નિની અથવા દીવીની ચાર વાર પ્રદક્ષિણા કરવી. પ્રદક્ષિણા કરતાં દરેક વખતે બંનેએ નીચેનો ગાયત્રી મંત્ર બોલવોઃ

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥

**સપ્તપદી:** પછી વરકન્યાએ પોતાનાં આસને ઊભાં રહેવું. ત્યાર પછી તેમણે એકબીજાના હાથ પકડીને મણ્ડપમાં વડિલો આદિ જ્યાં બેઠાં હોય તે દિશામાં એક પછી એક સાત પગલાં (બંનેએ સાથે) ભરવાં. દરેક પગલે નીચેનું બોલવું:

| | |
|---|---|
| इष एकपदी भव । | પહેલે પગલે અન્નવતી થા. |
| ऊर्जे द्विपदी भव । | બીજે પગલે બળવતી થા. |
| रायस्पोषाय त्रिपदी भव । | ત્રીજે પગલે ધનપોષણવતી થા. |
| मयोभव्याय चतुष्पदी भव । | ચોથે પગલે સુખવતી થા. |
| पशुभ्यः पञ्चपदी भव । | પાંચમે પગલે પશુ(વૃદ્ધિ)મતી થા. |
| ऋतुभ्यः षट्पदी भव । | છઠ્ઠે પગલે ઋતુ(સુખ)મતી થા. |
| सखा सप्तपदी भव । | સાતમે પગલે મિત્ર થા. |

**સાક્ષ્ય:** ત્યાર પછી વરકન્યાએ મણ્ડપમાં વડિલો આદિ પાસે તેમના માટે રાખેલાં આસને આવીને બેસવું. ત્યારે આચાર્યે નીચેનું બોલવું:* 'હે શ્રોતાઓ, સાંભળો. આજે અમુક ગામમાં, અમુક વર્ષે, અમુક તિથિએ, અમુક વારે, અમુક સમયે, અગ્નિની તથા તમારી સાક્ષીએ અમુકના પુત્ર અમુક નામના વરનું, અમુકની પુત્રી અમુક નામની કન્યા સાથે વિધિસર લગ્ન થયું છે. હવે તમે વરકન્યાને આશીર્વાદ આપો, જેથી તેમનું જીવન મધુર અને સંવાદી બને.'

પછી વરકન્યાએ આચાર્યને તથા ત્યાં બેઠેલાં બધાં વડિલોને પ્રણામ કરવા.

[કન્યાપક્ષે આવેલાંનો તથા વરપક્ષનો ઉપાહારાદિથી સત્કાર કરવો હોય તો તે તથા મિત્રમંડળે અભિનન્દનાદિ જેવું કંઈ કરવું હોય તો તે અહીં કરવું.]

**ગૃહપ્રસ્થાન:** પછી વરકન્યા ગૃહદ્વાર પાસે આવીને ઊભાં રહે અને ત્યાંથી વરપક્ષવાળાં કન્યાપક્ષની રજા લે. પછી, પોતાના પક્ષનાં સ્ત્રીપુરુષો સાથે વર કન્યાનો હાથ પોતાના હાથમાં પકડીને પોતાને ઘેર જવા પ્રસ્થાન કરે ત્યારે આચાર્યે દ્વારમાં ઊભીને તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરતાં નીચેનું બોલવું.

| | |
|---|---|
| रम्यान्तरः कमलिनीहरितैस्सरोभि- | હો પદ્મનીનીલ સરે તુજ વાટ રમ્ય, |
| श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः । | હો સઘ ગાઢ તરૂથી રવિરશ્મિ તાપ, |
| भूयात्कुशेशयरजो मृदुरेणुरस्याः | હો રેણુ ત્યાં કમલની કુમળી રજની |
| शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥ | હો વાયુ શાન્ત, અનુકૂલઃ શિવ પ્રવાસ! |

પછી વરપક્ષવાળાં પોતાને ઘેર જાય.

* યોગ્ય અને જરૂરનું લાગે તો આ બોલી લીધા પછી એ લગ્નનું લખાણ બે સાક્ષીઓની સહીવાળું કરી શકાય.

# सौभाग्यकुंकुम

(જુઓ એ નામનું ચિત્ર)

આ સૌભાગ્યસુંદરીની એકાગ્રતા અને પવિત્રતા, એની રેખીવ ભમ્મરમાં જ છે. આખા ચિત્રમાં રેખાનું જે સામંજસ્ય છે તેવું તો કોઈ ભાગ્યશાળી કુટુંબમાં જ જોવા મળી શકે છે. પ્રેમપૂત કુટુંબમાં કોઈ ગૃહલક્ષ્મી જેમ પોતાની સહજ સેવાથી આખું વાતાવરણ સુદીપિત કરે છે. અને સાથેસાથે સુવાસિત પણ બનાવે છે, તેવી જ રીતે આ ભમ્મર આખા ચિત્રના વાતાવરણને સજીવન અને માંગલ્યમય બનાવે છે. આવી ભમ્મર તળે કોરેલી આંખોમાં માંગલ્યના બધા ભાવ એટલા બધા સ્વાભાવિક લાગે છે કે જેમ પ્રકાશ આગળ તિમિર અલોપ થાય છે તેમ આ આંખો આગળ જાણે આખી દુનિયાનું અમંગળ અલોપ થઈ ગયું છે.

આ બાળા ચાંદલો કરતી વખતે પોતાના સૌન્દર્ય કરતાં પોતાના સૌભાગ્યનો જ વિશેષ વિચાર કરે છે; તેથી એની મુખમુદ્રા પર અભિમાનની તૃપ્તિ નથી પણ સૌભાગ્યનું સમાધાન છે. સહવાસ સાથે એકાંતનું વાતાવરણ પૂરું પાડવાની શક્તિ અરીસાની જ હોય છે. અથવા એમ પણ કહી શકાય કે એકાન્ત છતાં સહવાસનો આનંદ આપવાનો કીમિયો અરીસો જ કરી શકે છે. આખું વાતાવરણ વિશ્રંભયુક્ત છે. અને એની અંદર ચિત્રકારની કૃપાથી સૌભાગ્યસુંદરીનું દ્વિવિધ દર્શન મળે છે.

માથાના વાળની ઊર્મિઓ અને હાથની આંગળીઓના વળાંક જાણે એકબીજાને નવા નવા પાઠ આપતા હોય એવું દૃશ્ય આપણી આગળ ઊભું કરી ચિત્રકારે ચિત્રની સ્થિરતા ભાંગી નાખી છે અને એનું સ્થાન યૌવનસહજ તરલતાને આપ્યું છે. એકાંતના આવા દૃશ્યમાં અન્યથા તરલતા લાવવી મુશ્કેલ હતી. અરીસાવાળા હાથની આંગળીઓ એવી તો આતિથ્યશીલ છે કે એ હથેળીના કૂંડાળમાં જઈ બેસવાનું મન દરેકને થાય. અને એ જ વખતે હૃદયને ચેતવણી પણ મળે છે કે એ બાળાની પવિત્રતા અને પ્રસન્નતા બંનેના રસાયનની યોગ્યતા હશે તો જ એ સ્થાનની આશા કરી શકો.

સૌભાગ્યસુંદરી ઘરેણાં વગર તો ચિતરાય જ નહિ. પણ એ જો ભડકાવદાર થઈ આંખોમાં ખૂંચી જાય તો આખું વાતાવરણ માર્યું જાય. અહીં તો માલા અને હારનું કેવળ સૂચન જ છે. કંકણો એકાંતનો ભંગ ન થાય એટલા માટે નિઃસ્તબ્ધ રહ્યાં છે. ફક્ત કાનમાં લટકતાં રત્નો જ પોકારીને કહે છે કે આ સ્ત્રીરત્ન તરફથી અંગીકાર થવાથી અમે કૃતાર્થ થયાં છીએ.

આખું ચિત્ર આશીર્વાદરૂપ છે, અને જોનારના હૃદયમાંથી અધિકારપૂર્વક આશીર્વાદ મેળવે છે.

**दत्तात्रेय बालकृष्ण कालेलकर**





लग्नव्रत



लग्नदीक्षा




'स्नेहमुद्रा'

From the
*Pen Pencil and Brush*
of
KANU DESAI




NRITYA REKHA
LAGNOTSAVA
RANGA LAHARI
FOLK RITUALS
FESTIVAL OF LIFE
MANGALASHTAKA
GAYATRI
WATER COLOURS
MAHATMA GANDHI
INDIA'S PILGRIMAGE
SEVENTEEN SILHOUETTES



To be had from
Kumar Karyalaya Ahmedabad
D. B. Taraporevala Sons & Co. Bombay

